મેસર્સ સી ડી. શાહ. એન્ડ કો કૃત.

[illegible]શાળા માટે ત્રિવેદિવાચનમાળા

# પુસ્તક પહેલાના અર્થની નોટ.

(જેની અંદર અર્થ, વાક્યના ભાવાર્થ, દરેક પાઠના સવાલ, પાઠનો સાર, પાઠમાંથી મળતો બોધ; કવિતાની સમજુતી ભાવાર્થ સાથે; પાઠવાર અઘરા શબ્દો તથા જોડાક્ષરો આપવામાં આવેલા છે.)

પ્રકાશક—મેસર્સ સી. ડી. શાહ એન્ડ કો.
[illegible] ઠેકાણું શાહપોર સુરત.

પ્રસિદ્ધ કર્તા—C M Shah
પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું—શાહપોર—સુરત.



છાપનાર—હરગોવનદાસ હરકીશનદાસ.
છાપવાનું ઠેકાણું—શ્રી અંબિકા વિજય પ્રેસ [illegible]
[illegible] પોળ—સુરત

[illegible]] કિંમત ચાર આના [સને ૧૯૨૪

મેસર્સ. સી. ડી. શાહ એન્ડ કો૦ કૃત.

[બ્રિટિશ શાળા માટે]

# ત્રિવેદિ વાચનમાળા.

## પુસ્તક પહેલાના અર્થની નોટ.

---

### પાઠ ૧ લો.

| | |
|---|---|
| ચેન તપાસો=છણી જુઓ. | ગરીબ=દુઃખ દે નહિ એવી. |
| મહેતાજી=ગુરુજી. | નકામું=અમસ્તું. |
| ઉછેરે=મોટા કરે. | જીવડાં=મચ્છર, ડાંસ વગેરે. |
| સહેલાઇથી=થોડી મહેનતે. | તળીએ=નીચે. |
| ગરદન=ગળાનો પાછલો ભાગ. | ખરી=ફાટવાળો જાડો નખ. |
| બચાવ કરે છે=રક્ષણ કરે છે. | |

**બોધ**—ગાય ઘણું ઉપયોગી પ્રાણી છે, માટે ઘેરે ઘેર ગાય પાળવી જોઇએ.

**સવાલ**—ગાયને માતા બરાબર કેમ માનો છો? દૂધ કોણ કોણ આપે છે? દૂધનું શું શું બને છે? ગાય કેવા કેવા રંગની હોય છે? ગાય શું ખાય છે? ગાયનું મોં જમીન સુધી કેમ પહોચી શકે છે? ગાય પોતાનો બચાવ શાથી કરે છે? ગાયને પુછડાનો શો ઉપયોગ છે?

ગાયને કેટલા પગ હોય છે? ચાર પગવાળાં જનાવરનાં નામ કહો. ખરીવાળાં જનાવરના નામ ગણાવો.

ચિત્ર, દૂધ, ભેંસ, દહિં, ગરદન, ત્યારે, શીંગડાં, પૂછડું, જીવડાં, તળીએ.

## પાઠ ૨ જો.

મહેતાજી=ગુરુજી.
ઉમર=વય.
ગુરુજી=મહેતાજી.
હુકમ=આજ્ઞા.
ભલું=સારૂં; કલ્યાણ.
શિખામણ=ફાયદાની વાત; બોધ.
સારે રસ્તે=ખરે રસ્તે.
કસરત=શરીરની મહેનત.
રમુજી=ગમે એવી, ગમ્મત ભરેલી.
બોધ=શિખામણ.
ભણનારા=નિશાળીઆ.
મઝા=ગમ્મત.
હોંસેહોંસે=ખુશીથી; ઉમંગથી.
અગાઉ=જુના વખતમાં; અસલ
ઋષિ=ભણવાનું અને ભણાવવાનું કામ કરનાર બ્રાહ્મણ.
વરસ=બાર મહીના.

બોધ—મહેતાજીના કહ્યા પ્રમાણે ચાલવું.

સવાલ—નિશાળમાં કોના હુકમ પ્રમાણે ચાલવું? ગુરુ માબાપના જેવું કરું કયું કામ કરે છે? ઋષિ કોને કહેતા?

નિશાળ, શિખવશે, ગુરુજી, શિખામણ, રસ્તે, ત્યાં, બોધ, મઝા, ઋષિ, જાુનું.

## પાઠ ૩ જો.

**ચોકખાઇ**=સ્વચ્છતા.
**વીટાળેલો**=લપેટેલો.
**કેડે**=કમરે.
**ચાઠાં**=ડાઘા.
**ગંદો**=ગંદકીવાળો.
**ખસ**=ઝીણી ફોલ્લી.
**દરાજ**=શરીર પર ચાઠા થાય એવો ચામડીનો રોગ.
**ચોકખું**-મેલ વગરનું. સાફ.
**શરીર**=ડીલ.
**બાકાં**=કાણાં; છિદ્રા.
**ચાલાકી**-ચંચળાઇ,હોશિયારી.
**ચીર**=લુગડાં.

**સમજુતી**—વસ્તુઓ ચોકખી રાખવી, લુગડાં ચોકખાં પહેરો; ઘર અને ચોક પણ ચોકખાં રાખો, ચોકખાં રહેવાથી શરીર સુખી રહે છે.

**બોધ**—ચોકખાઇ રાખવી.

**સવાલ**—ગંદો કોને કહેવો ? શરીર ચોકખું નહિ રાખવાથી શું થાય ? ખસવાળા છોકરાને અડકવાથી શું થાય ? ચોકખા રહેવા માટે શું શું કરવું ? શરીરમાં મેલ કયે રસ્તે દાખલ થાય છે, અને તેથી શું થાય છે ? સ્વચ્છ રહેવાથી શો ફાયદો ?

ચોકખાઇ, વીટાળેલો, ચાઠાં, ગંદો, લુગડાં, ચોકખું, અડકવું, નહિ, ઊઠીને, ખૂબ, શરીર, આળ્યો.

## પાઠ ૪ થો.

**મ્હેલ**=મોટું મકાન.
**શોભિતા**=સારા દેખાતા.
**ધીમે ધીમે**=આસ્તે આસ્તે; થોડે થોડે.
**ઝરૂખા**=ગોખ.
**નીમથી**=નિયમથી; એક સરખી રીતે.
**સ્હેજ**=સહેલાઇથી; થોડી મહેનતે.
**સુંદર**=શોભિતા.
**મોંઘાં**=ઘણી કિંમતનાં.
**ચીર**=લુગડાં; કપડાં.
**હરખાય**=રાજી થાય.
**પળપળ**=દરેક પળે.
**સઘળાં**=સર્વે.

**સમજુતી**—શોભિતા મહેલો અને ગોખ ઘણા મોટા જણાય છે, તે થોડે થોડે નિયમ પ્રમાણે ચણતાં સહેલાઇથી ચણાય છે. (૧)

શોભિતાં અને કીમતી લુગડાં જે પહેરવાથી મન ખુશ થાય છે, તે દરેક પળે ધીમે નિયમ પ્રમાણે વણતાં સહેલાઇથી વણાય છે. (૨)

કીમતી આંબાઓ ઉછેરીને કેરી ખાવાનું મન થાય છે, પણ ધીમે ધીમે ઘણાં વરસ જાય છે ત્યારે તેના પર કેરી આવે છે. (૩)

ધીમે ધીમે સહેલાઇથી બધાં કામો થાય છે, ભણવાનું પણ એવી રીતે ધીમે ધીમે ભણાય છે. (૪)

બોધ—ભણવાનું ધીમે ધીમે ભણાય.

શોભિતા, ખુબ, મોંઘાં, સ્હેજ, સ્હેલ.

## પાઠ ૫ મો.

**મેળો**=ગાડી ઘોડા માણસ વગેરેની ઠઠ.
**મોટાભાઈ**=બાપ; કેળવાયલાં માણસો છોકરાંને 'બાપ'ને મોટાભાઈ કહેતાં શિખવે છે.
**બળેવ**=શ્રાવણ સુદ પુનેમ.
**કિનારો**=કાંઠો.
**પૂજા કરવી**=ચંદન ફૂલ ચઢાવી પગે લાગવું.
**ઠઠ**=ભીડ.
**ખેલ**=તમાસો.
**ચકડોળ**=ઉપર નીચે અથવા ગોળ ફરે એવો હીંચકો.
**આનંદ**=ખુશાલી.

**સવાલ**—મેળામાં શું શું જોયું ? રમકડાં શેનાં શેનાં બને છે ?

બળેવ, દરિયો, કિનારો, પૂજા, પહોંચ્યાં, ઠઠ, દુકાન, ચકડોળ, આનંદ.

## પાઠ ૬ ઠ્ઠો.

**નાણું**=ચલણી સિક્કા.
**રૂપીઓ**=સોળ આનાની કિંમતનો રૂપાનો સિક્કો.
**બજાર**=ચૌટું.
**વસ્તુઓ**=ચીજો.
**ખરિદાય છે**=વેચાતી લેવાય છે
**સાંકળાં**=પગે પહેરવાનું રૂપાનું ઘરેણું.
**વેઢ**=જાડી વીંટી.
**ઘરેણાં**=દાગીના.
**બાજુ**=તરફ.
**અંગ્રેજીમાં**=અંગ્રેજ લોકોની બોલીમાં.
**સરકારનો**=રાજાનો.
**અર્ધો**=આઠ આનાની કિંમતનો રૂપાનો સિક્કો.

**પાવલી**=ચાર આનાની કિંમતનો રૂપાનો અથવા નિકલનો સિક્કો.

**બેઆની**=બે આનાની કિંમતનો રૂપાનો અથવા નિકલનો સિક્કો.

**આની**=ચાર પૈસાની કિંમતનો નિકલનો સિક્કો.

**પૈસો**=ત્રણ પાઇની કિંમતનો ત્રાંબાનો સિક્કો.

**પાઈ**=પાઇની કિંમતનો ત્રાંબાનો સિક્કો.

**સિક્કા**=ચલણી નાણું.

**નિકલ**=એક જાતની ધાતુ.

**ત્રાંબું**=લાલ રંગની ધાતુ.

**રૂપું**=ચળકતા સફેદ રંગની ધાતુ.

**સવાલ**=નાણું શું કામમાં આવે? રૂપાના કયા કયા સિક્કા બને છે? રૂપાનાં ઘરેણાં ગણાવો. નિકલના કયા કયા સિક્કા છે? ત્રાંબાના સિકકા ગણાવો.

## નાણાની ધાત.

| | | | |
|---|---|---|---|
| ૨ અર્ધા | =૧ રૂપીઓ. | ૩૨ ઢબુ | =૧ રૂપીઓ. |
| ૪ પાવલી | =૧ રૂપીઓ. | ૧૨૮ દોઢપાઈ | =૧ રૂપીઓ. |
| ૮ બેઆની | =૧ રૂપીઓ. | ૧૯૨ પાઇ | =૧ રૂપીઓ. |
| ૧૬ આના | =૧ રૂપીઓ. | | |

**સૂચના**—નાણાંની ધાત પહેલા ધોરણના "સુખ-ગણિત શિક્ષક" માં જુઓ.

**રૂપીઓ, વસ્તુઓ, ખરિદાય, સાંકળાં, ઘરેણાં, ચિત્ર, અંગ્રેજીમાં, સિકકો, અર્ધા, નિકલ, પૈસા, ત્રાંબાના.**

## પાઠ ૭ મો.

**સંપ**=હળીમળીને રહેવું.
**વહાલાં**=પ્યારાં.
**હળીમળીને**=આનંદમાં ભેગાં થઈને; લડ્યા વગર.
**એકઠા**=ભેગા.
**ગાળે છે**=કાઢે છે.
**કુટુંબ**=એક ઘરમાં વસનારા માણસ.
**રળીઆમણું**=આનંદી.
**મદદ કરે છે**=આશરો આપે છે.
**જંપ**=નિરાંતે બેસવુ તે; સુખે બેસવું તે.
**જોર**=બળ.
**કુસંપથી**=લડવાથી; હળીમળીને નહિ ચાલવાથી.
**કજીઓ**-તકરાર; લડાઈ.
**કંકાસ**=મનને દુઃખ; કલેશ.
**નબળાં**=કમજોર.
**પ્રીત**=હેત; પ્રેમ; વહાલ.

**સમજુતી**—બધા સંપથી સુખમાં રહો, સંપથી હેત વધશે; છોકરાઓ તમે સંપીને રહો અને સંપીને રહેવાની ટેવ રાખો.

**સાર**—જ્યાં સંપ છે ત્યાં જંપ છે. જ્યાં સંપ છે ત્યાં બળ છે. જ્યાં સંપ છે ત્યાં સુખ છે. જ્યાં કુસંપ છે ત્યાં કજીઓ અને કંકાસ છે.

એકઠા, દિવસો, સઘળાં, કુટુંબ, રળીઆમણું, મદદ, જ્યાં, ત્યાં, કુસંપ, કજીઓ, કંકાસ, દુઃખી, પ્રીત.

## પાઠ ૮ મો.

| | |
|---|---|
| **નરમાં**=માણુસમાં. | **વનમહીં**=જંગલમાં. |
| **આણે**=લાવે. | **એકલડી**=એકલી. |
| **અંત**=છેડો. | **મરદને**=પુરુષને. |
| **જગતમાં**=દુનિયામાં. | **ભય**=બીક; ડર; ભો. |
| **જાણીતો**=પ્રખ્યાત. | **ભાગી જાય**=જતો રહે. |
| **ધનવંત**=પૈસાવાળો. | **હાથમાંહી**=હાથમાં. |
| **હરેક**=ગમે તે. | **હૈયામાંહી**=મનમાં. |
| **વડા**=મોટા. | **દલપત્ત**=દલપતરામ કવિ. |
| **નારી**=બૈરી. | **બાંહે ધરી**=હાથ ઝાલી. |
| **હથિયાર**=તરવાર, બંદુક, છરો વગેરે. | **તારે**=ઉગારે; બચાવે. |

**સમજુતી**—માણુસમાં હિંમત હોય, તો દુઃખનો છેડો લાવે; વળી દુનિયામાં પ્રખ્યાત થાય અને પૈસાવાળો પણ થાય. (૧)

જો માણુસમાં હિંમત હોય તો ગમે તે કામ કરી શકે, હિંમતથી વાઘ મોટા હાથીને હરાવે છે. હિંમતથી બૈરી પણ જંગલમાં એકલી હાથમાં હથિયાર લઇને મરદને મારે છે. (૧)

હિંમતથી ભૂત પ્રેતની બીક જતી રહે છે, હિંમતથી માણસ હાથમાં સાપને પકડે છે, દલપતરામ કવિ

કહે છે કે જો મનમાં હિંમત હોય તો બૂડતા માણસને હાથ આલી પોતે તરે છે ને તેને તારે છે. (૨)

**હિંમત, ધનવંત, હથિયાર, હૈયામાંહી, બૂડતાને.**

## પાઠ ૯ મો.

**મહીનો**=ત્રીસ દિવસ

**ચોમાસું**=વરસાદની મોસમ.

**શિયાળો**=ટાઢની મોસમ.

**ઉનાળો**=તાપની મોસમ.

**પખવાડીઉં**=પંદર દિવસ.

**અજવાળીઉં**=સુદ.

**અંધારીઉં**=વદ.

**બળેવ**=શ્રાવણ સુદ પુનેમ.

**દીવાળી**=આસો માસની અમાસ; વરસનો છેલ્લો દિવસ.

**તહેવાર**=આનંદનો દિવસ.

**ફટાકા**=ફટાકડા.

**હવાઇ**=એક જાતની ઊંચે ઊડે એવી આતશબાજી.

**બોધ**—શિક્ષકનું કહ્યું માનવાથી ભણતાં જલદી આવડે છે.

**મહીના, શિયાળો, ઉનાળો, અસાડ, શ્રાવણ, ભાદરવો, આસો, ત્રીસ, પખવાડીઆં, અંધારૂં, પુનેમ, અમાસ, દીવાળી, મઝા, ફટાકા, કોઠી, ફૂટે છે, બપોરીઆં, શિખવીશ.**

## પાઠ ૧૦ મો.

**યાદ**=ફેમ.

**સુદ**=અજવાળીઉં.

**વદ**=અંધારીઉં.

**પડવો**=મહીનાનો પહેલો દિવસ

**નવું વરસ**=કાર્તિક માસનો પહેલો દિવસ.

**દહેરામાં**=મંદિરમાં.

**દર્શન**=ભાવથી જોવું તે.

**ઉતરાણ**=સંક્રાંત.
**પતંગ**=કનકવા.
**ગમ્મત**=મઝા; રમુજ.
**પેચ કરવા**=પતંગની દોરી બીજામાં ભેરવવી.
**મહોલ્લો**=શેરી.
**ચકલો**=ચાર રસ્તા ભેગા થતા હોય તે જગા.

**ટીપ**—વરસની શિયાળો, ઉનાળો અને ચોમાસું એ ત્રણ ઋતુ છે. દરેક ઋતુના ચાર મહીના છે. વરસના મહીના બાર. કાર્તક, માગશર, પોસ અને માહ એ ચાર મહીના શિયાળાના છે. ફાગણ, ચૈત્ર, વૈશાખ, અને જેઠ એ ચાર મહીના ઉનાળાના છે. અસાડ, શ્રાવણ, ભાદરવો અને આસો એ ચાર મહીનાને ચોમાસું કહે છે. મહીનાના દિવસ ત્રીસ. મહીનાના સુદ અને વદ એવાં બે પખવાડીઆં છે. પખવાડીઆના દિવસ પંદર. મહીનાનો પહેલો દિવસ તે પડવો, પંદરમો દિવસ તે પુનેમ. અને ત્રીસમો અથવા છેલ્લો દિવસ તે અમાસ. મહીનામાં પુનેમ અને અમાસ એક આવે છે. પણ બીજી તિથિઓ બે આવે છે. પડવો, બીજ, ત્રીજ, ચોથ, પાંચમ, છઠ્ઠ, સાતેમ, આઠેમ, નોમ, દસેમ, અગિઆરસ, બારસ, તેરસ, ચૌદસ એ તિથિઓનાં નામ છે.

**સવાલ**—વર્ષની ઋતુ કેટલી અને તે કઇ કઇ ? ચોમાસાના, શિયાળાના અને ઉનાળાના મહીના ગણાવો. વરસના મહીના કેટલા અને તે કયા કયા ? મહીનાના દિવસ કેટલા અને પખવાડીઆં કેટલાં ? પખવાડીઆનાં નામ કહો. બળેવ કયા મહીનામાં કયે દિવસે આવે છે ? દીવાળી કયા મહીનામાં

કયે દિવસે આવે છે? ઉતરાણ કયા મહીનામાં આવે છે? ફાગણ મહીનાની પુનેમે કયો તહેવાર આવે છે?

દીવાળી, શિખવ્યું, યાદ, સુદ, વદ, વરસ, છેલ્લો, દિવસ, દર્શન, કાર્તક, માગશાર, પોસ, ગમ્મત, ચૈત્ર, વૈશાખ, મહોલ્લો.

## પાઠ ૧૧ મો.

**મહેનત**=કામ કરવું તે.
**મેજ**=ટેબલ.
**નવરૂં**=કામ વગરનું.
**ખેડુત**=ખેતી કરનાર.
**ખેતર**=અનાજ ઘાસ વગેરે પાકે છે તે જગા.
**કાંતવું**=લાંબા દોરા કાઢવા.
**કારખાનાં**=કામ કરવાનાં ઠેકાણાં.
**વહાણું વાય**=સવાર પડે.
**સિસોટી**=પીસવો; પાવો.
**દરજી**=લુગડાં સિવનાર.
**પેદા કર્યા**=ઉત્પન્ન કર્યાં.
**તંદુરસ્ત**=રોગ વગરનું.
**આકાશ**=ગગન.
**દિશા**=બાજુ.
**આળસુ**=જેને કામ કરવાનું મન ન થાય તે.
**ચહાતું નથી**=વહાલ કરતું નથી.
**કામમાં ગુંથાએલાં રહેવું**=કામ કર્યા કરવું; નવરા બેસવું નહિ.
**ફળ મીઠાં છે**=સારો લાભ છે.

**બોધ**—મહેનત કરવાથી સારો લાભ મળે છે.

**સવાલ**—મહેનત વગર ચાલતું નથી તે સમજાવો. મહેનત કરવાથી શો ફાયદો?

**મહેનત, ઊઠે છે, નવરૂં, કાંતવાનાં, વહાણું, સિસોટી, સિવાય, ઈશ્વર, કર્યાં, તંદુરસ્ત, ચોકખાં, આળસુ, દુઃખી.**

## પાઠ ૧૨ મો.

**નમન**=નમવું તે; પગે લાગવું.
**સર્વ**=બધું; તમામ.
**સંસાર**=દુનિયા; જગત.
**સાજ**=સામાન; વસ્તુ.
**આધાર**=ટેકો; આશરો.
**દયાળુ**=દયાવાળા; કૃપાળુ.
**નમું**=નમન કરૂં; પગે લાગું.
**દેવદેવા**=મોટા દેવ; પરમેશ્વર.
**તજે**=છોડી દે.
**કુબુદ્ધિ**=નઠારી સમજ.
**સજે**=મેળવે.
**સુબુદ્ધિ**=સારી સમજ.
**કૃપાળુ**=દયાળુ.
**કલ્યાણકારી**=ભલું કરનારા.
**આપદા**=દુઃખ.
**ઉગારી**=બચાવી.
**ઈશ**=ઈશ્વર.
**સેવા**=ચાકરી.

**સમજુતી**—હે પરમેશ્વર! તમે તમામ જગત પેદા કીધું છે, તમે બધાને સુખ આપનારી વસ્તુઓ આપી છે; તમે બધાના આધાર જેવા છો, હે દયાળુ પરમેશ્વર તમોને હું પગે લાગું છું. (૧)

જે તમોને ભજે તે નઠારી સમજ છોડી દે. જે તમોને ભજે તે સારી સમજ મેળવે; ભક્ત નહિ થશે તે લોક કેવા હશે? હે દયાળુ પરમેશ્વર તમોને હું પગે લાગું છું. (૨)

હે દયાળુ દેવ તમે ભલું કરનારા છો, બહુ દુઃખ જોઇને તમે મને બચાવી લો છો. હે! પરમેશ્વર હું તમારી દરરોજ સેવા કરૂં. હે દયાળુ પરમેશ્વર તમોને હું પગે લાગું છું. (૩)

**બોધ**—હમેશાં ઈશ્વરનું ભજન કરવું.

ઇશ્વર, બુદ્ધિ, સર્વ, સંસાર, સૌને, આધાર, દયાળુ, કુબુદ્ધિ, સુબુદ્ધિ, ભકતો, કૃપાળુ, કલ્યાણ-કારી, હમેશાં.

## પાઠ ૧૩ મો.

**હલકું**=ઝટ પચે એવું.
**ફાયદો**=ગુણ; લાભ.
**માંદાં**=બિમાર.
**પ્રાણી**=જેને જીવ છે ને જે અહિંથી તહિં હરી ફરી શકે છે તે.
**હંમેશાં**=દરરોજ.
**વૈદ્ય**=દેશી દવા જાણનાર.
**રોગ**=બિમારી.
**ઉધરસ**=ઠાંસો.
**સવાલ**=પ્રશ્ન.
**જવાબ**=ઉત્તર.
**આખરે**=આધરકે.
**ઉંફાયું**=સહેજ ગરમ; થોડું ઉનું.
**ભાવે છે**=ખાવું ગમે છે.
**ગળાપણ**=મિઠાશ.
**તારવી કાઢવું**=ઉપર ઉપરથી લઇ લેવું.

**સવાલ**—ક્યા ક્યા પ્રાણીનું દૂધ આપણે ખાઇએ છીએ? ઉધરસ પર કોનું દૂધ ફાયદો કરે છે? દૂધનું શું શું થાય છે? દૂધને કેવી રીતે અધરખે છે? દહિંને વલોવવાથી શું થાય? છાસ ઉપર તરી આવે છે તેને શું કહે છે? ઘી શેનું બને? સુખડીઆઓ દૂધનું શું શું બનાવે છે? મલાઇ કેવી રીતે બનાવે છે? દૂધની ખાવાની કઇ કઇ વસ્તુઓ બને છે?

દૂધ, માંદાં, પ્રાણી, હમેશાં, વૈદ, ઉધરસ, દહિં, ટાઢું, ઉંફાયું, ગળપણ, છાસ, બાસુદી, શ્રીખંડ.

## પાઠ ૧૪ મો.

**સાચું બોલવું**=ખરી વાત કહેવી.
**માફ કરો**=જવા દો.
**આંગણું**=બારણા આગળની ખુલ્લી જગો.
**ખેલીશું**=રમીશું.
**ચોગાન**=ખુલ્લી જગા.
**દિવાનખાનું**=આગળનો મોટો ઓરડો.
**ગજબ**=મોટું દુઃખ.
**એકદમ**=તરત.
**ધમકાવશો મા**=ધમકી આપશો નહિ.
**બિલકુલ**=જરાપણ; લગાર.
**વાંક**=ગુનો; કસુર.
**મન**=ચિત્ત.
**થકકો** હડસેલો.
**ડાહ્યાં**=શાણાં.
**સજા**=શિક્ષા.
**બીક**=ધાક; ડર.
**સહુ**=બધા.
**ભરોસો કરે છે**=વિશ્વાસ રાખે છે; કહેલું ખરૂં માને છે.

**બોધ**—હંમેશ સાચું બોલજો. સજાની બીકથી કદી જૂઠું બોલશો નહિ.

**સવાલ**—સાચું બોલવાથી શો લાભ ?

તકતો, ભાંગ્યો, ચઢયાં, ઉછળ્યો, દિવાન-ખાનું, સાહી, બગાડ્યા, ધમકાવશો, બિલકુલ, સાંભળ્યું, ધકકો, જૂઠું, ઈશ્વર, ભરોસો.

## પાઠ ૧૫ મો.

મુસાફરી=ગામેગામ ફરવું તે.
રસોઇઓ=રાંધનાર.
ધમાલ=દોડાદોડી.
વેળા=વખત.
દેખાવ=શોભા.
મહારાજા=મોટા રાજા.
ગાયકવાડ=વડોદરાના રાજા.
દેખાવડો=શોભિતો.
નદી=મીઠા પાણીનો રેલો પર્વત અથવા સરોવર-માંથી નીકળી ઢળતી જગામાં થઇ બીજી નદી કે દરિયાને મળે છે તે.
કિનારો=કાંઠો.
ઢબ=ઘાટ; આકાર.
છક થઈ ગયા=નવાઈ પામ્યા.
આગબોટ=વરાળયંત્રથી ચાલતું મોટું વહાણ; સ્ટીમર.

બોધ—મુસાફરી કરવાથી આનંદ અને જ્ઞાનમાં વધારો થાય છે.

આળ્યો, અમદાવાદ, નીકળ્યા, વડોદરે, ગમ્મત, ધમાલ, દોડાદોડ, ટિકિટ, સિસોટી, ગાયકવાડનો, દેખાવડો, કિનારો, ઢબનાં, બંગલાઓ, દરિયો.

## પાઠ ૧૬ મો.

**અહો**=અરે.
**જગે**=દુનિયામાં.
**મુજ**=મારા.
**ન્યારો**=જુદો; તરેહવાર; કોઇને ન મળે એવો.
**રાની**=જંગલી; જંગલમાં છુટું રહેનાર.
**માનું**=સમજું.
**નિત**=દરરોજ.
**મ્હાલું**=આનંદથી રહું.
**ધ્રુજતો**=કાંપતો; થરથરતો.
**સદા**=દરરોજ; હંમેશ.
**મોજમાં**=આનંદમાં; ખુશીમાં.
**ગમે**=પસંદ પડે.
**સદા**=હમેશાં.
**ભમતો**=રખડતો.
**દાસ**=ચાકર.
**નીચું**=હલકું; ઉતરતુ.
**મન માનતી રીત**=ગમે તેવી રીતે.
**ઉંચુ**=ચઢિયાતું

**સમજુતી**—પાળેલો કુતરો કહે અરે! આ દુનિયામાં મને મારા શેઠને ત્યાં કેવું સુખ છે! ખાવા પીવામાં મને કોઇને ન મળે એવો જુદો આનંદ છે. (૧)

રાની કુતરો કહે આ દુનિયામાં મારૂં સુખ હું બધાથી નક્કી ચઢતું સમજું છું, કારણકે દરરોજ મોજમાં આનંદથી ફરૂં અને કોઇને હું શેઠ ગણું નહિ. (૨)

પાળેલો કુતરો કહે હું ટાઢમાં ઠરી જતો નથી, તેમ તાપમાં તપી જતો પણ નથી, વળી હું વરસાદમાં ધ્રુજતો નથી અને સદા આનંદમાં રમું છું. (૩)

રાની કુતરો કહે મને જે ભાવે તે હંમેશ ખાતો. મને જ્યાં ગમે ત્યાં હંમેશ ફરતો, મને જે ગમે તે કામ કરતો અને હંમેશ આનંદમાં રખડતો. (૪)

માણસ કહે તમારા બંનેનું સુખ મને જુદું જુદું લાગે છે, પાળેલાને ઘણું સુખ છે, પણ રાનીને જુદુંજ સુખ છે. (૫)

શેઠ તને ગમે તેટલું સુખ આપે પણ તે આપે, તેટલુંજ તને સદા મળે છે, શેઠનો ચાકર થઇને તું જે સુખ ભોગવે છે તે હમેશ હલકી જાતનું સુખ છે. (૬)

રાની તું ખરૂં સુખ ભોગવે છે, તું મનને ગમતું સુખ સદા ભોગવે છે, મરજીમાં આવે તેમ ફરે છે તે નક્કી ખરૂં સુખ છે. (૭)

**સાર**—બીજા તરફથી મળેલું સુખ ખરૂં સુખ નથી, પણ જાતે મેળવેલું સુખ તેજ ખરૂ સુખ છે.

શેઠ, ન્યારો, ટાઢમાં, ઠરતો, બન્નેનું, પરંતુ.

## પાઠ ૧૭ મો.

| | |
|---|---|
| **વાંદરા**=વાનર. | **કાન ફાટી ગયા**=કાન બહેર મારી ગયા. |
| **છલંગ**=ફાળ; કૂદકો. | **ઉગામું છું**=મારવાને ઉંચી કરૂં છુ. |
| **સરદાર**=ઉપરી. | **છાનું માનું**=ચુપચુપ. |
| **વળગાડયું**=અડાડયું. | |
| **ઝુંડના ઝુંડ**=ટોળેટોળાં. | |

**સવાલ**—વાંદરાને વાનર શા માટે કહે છે ?

કૂદે, છડું, છલંગ, દીઠો, કૂદ્યો, વળગાડયું,

બચ્ચું, પ્રેમ, ઝુંડનાં ઝુંડ, કમ્ચરઘાણ, ફાટી, ઉગામું, સીંકું.

## પાઠ ૧૮ મો.

**માંકડાં**=લાલ મોંનાં વાંદરાં.
**મથુરા**=જમના નદી પર શહેર છે.
**કાશી**=ગંગા નદી પર હિંદુઓનું પવિત્ર શહેર છે.
**ચાલાક**=ચંચળ.
**મદારી**=ખેલ કરનાર.
**રસ**=મજા.
**સવાર થવું**=ઘોડે બેસવું.
**લગામ**=ઘોડાને કબજામાં રાખવાને તેના મોંમાં જે ઘાલવામા આવે છે તે.
**નકલ**=સામાનું જોઇ તે પ્રમાણે કરવું તે.

**સાર**—પ્રાણીને કેળવ્યાથી તે હોશિયાર અને ચાલાક બને છે.

**સવાલ**—માંકડાં કયાં જોવામાં આવે છે? વાંદરાં નકલ કરનાર છે તેની વાત કહો.

વાંદરાં, માકડાં, મથુરા, કાશી, કેળવ્યાં, સાંભળો, હસવું, સવાર, નકલ, હોશિયાર, પ્રાણી.

## પાઠ ૧૯ મો.

**વિવેક**=જેની સાથે જેમ ઘટે તેમ બોલવું તે.
**કામની**=જરૂરની; ખપની; લાભકારી.
**ધ્યાન દઇને**=બરાબર મન રાખીને.
**તોછડાઈથી**=હલકાઇ દેખાય એવી રીતે; વહાલ વગરનાં તુંકારાથી.
**સલુકાઇથી**=સારી રીતભાતથી
**દાખલો લેવો**=બીજાનું સારૂં જોઈ તે પ્રમાણે ચાલવું.

તુંકારાથી=તું કહીને.
મોટાં=વડીલ.
માન=આબરૂ.
સલુકાઇ=વિવેક.
દુખાય=નારાજ થાય.
વખાણ કરશે=સારૂં બોલશે.

બોધ—વિવેક વિના વિદ્યા શોભતી નથી.

સાર—બોલવા ચાલવામાં સલુકાઈ રાખવી. કોઈનું મન દુખાય તેમ બોલવું નહિ. સદા સારી રીતે ચાલવુ.

સવાલ—માબાપ અને શિક્ષક તું કહી બોલાવે તે તોછડાઇ કેમ ન કહેવાય? તોછડાઇ એટલે શું? મોટાં કોને કહેવાં? વિવેક એટલે શું?

વિવેક, ધ્યાન, અલ્યા, તોછડાઇ, સલુકાઈ, શિક્ષક, વિદ્યા.

## પાઠ ૨૦મો.

ધાતુમાં નીચેના ચાર ગુણો ખાસ હોય છે. (૧) ધાતુના કણો ચળકતા હોય છે. (૨) ધાતુઓ ભારે હોય છે. (૩) ધાતુઓ જમીનપર પડતા રણકા થાય છે. (૪) ધાતુઓમાં ગરમી જલદી વહી શકે છે.

સોનું=ચળકતા પીળા રંગની કીમતી ધાતુ.
તવંગર=પૈસાદાર.
ઘાટ=આકાર.
ત્રાંબાકુંડી=ત્રાંબાની કુંડી.
દેગડો=પાણી ભરવાનું મોટું વાસણ.
લાલચોળ=ઘણોજ લાલ.
પિત્તળ=ત્રાંબા ને જસતની મેળવણીની બનાવેલી પીળા રંગની ધાતુ.

કળશીઆ=લોટા.
કલાઈ=ધોળા રંગની ધાતુ.
ખાણુ=ધાતુ વગેરે કાઢવા માટે જમીનની અંદર ખોદેલો ખાડો
ચાંચવો=જમીન ખોદવાનું લોઢાનું હથિયાર.
સોંઘુ=સસ્તું.
હળ=જમીન ખેડવાનું ઓજાર.
ચૂંકુ=નાની ખીલી.
ઉપયોગી=કામનું.

**સવાલ**—સોનું, રૂપું, ત્રાંબું, કલાઈ અને પિત્તળ એનો રંગ કેવો હોય છે? એના કયા કયા વાસણો બને છે? ધાતુઓ ગણાવો. મોંઘીમાં મોંઘી ધાતુ કઇ? સસ્તામાં સસ્તી ધાતુ કઇ? ધાતુમાં કયા ચાર ગુણો ખાસ હોય છે?

ધાતુ, સિક્કા, તવંગર, હોશિયાર, ઘાટ, પૂજા, ત્રાંબાકુંડી, દેગડા, પિત્તળ, કળશીઆ, દેવડાવ્યાથી, ઊંડી, ચપ્પુ, સોંઘું, સસ્તું, ઉપયોગી.

## પાઠ ૨૧ મો.

સંતોષ=જે મળે તેમાં આનંદ માનવો તે.
ગરીબ કેરાં=ગરીબનાં.
મગરૂર=અભિમાની.
સંતોષાય=આનંદ પામે.
શાન્તિ=નિરાંત.

**સમજુતી**—ગરીબનાં લુગડાંમાં ગરીબને આનંદ છે. ગરીબનાં ઝુંપડામાં ગરીબને આનંદ છે. (૧) ગરીબનાં છોકરામાં ગરીબને મગરૂરી છે. દુનિયામાં એવા જે ગરીબ છે તેને નક્કી સુખ છે. (૨) પરમેશ્વરે આપ્યું તેમાં જે મળ્યું હોય તેથી સંતોષ પામે તેવા માણસના મનમાં બધી વાતમાં

નિરાંત છે. (૩) અસંતોષી માણસને હમેશ મનમાં દુઃખજ થાય છે, અસંતોષી માણસને કોઈ રીતથી સુખ થતુંજ નથી. (૪)

**સાર**—સંતોષમાં સુખ છે, અસંતોષમાં દુઃખ છે.

સંતોષ, સંતોષાય, શાન્તિ.

## પાઠ ૨૨ મો.

**સ્ટેશન**=આગગાડી ઉભી રાખવાનું મુકરર ઠેકાણું.
**ભપકાભેર**=ભપકાવાળું.
**ફક્કડ**=સારી; સ્વચ્છ.
**સરસ**=મઝાનો.
**પંચરંગી**=જુદી જુદી જાતની.
**દિલને આરામ મળે છે**=મનને શાન્ત થાય છે.
**છૂટથી**=મરજી પ્રમાણે.

મંગેશ, સ્ટેશન, ભપકાભેર, ઘડીઆળ, ચિત્ર, ચોપાટી, ફક્કડ, હિંદુ, મુસલમાન, ખ્રિસ્તિ, દિલ, છૂટથી.

## પાઠ ૨૩ મો.

**માર્કેટ**=બજાર.
**ઘીચ**=પાસે પાસે.
**સગવડ**=સવડ; જોગવાઈ.
**તોળીને આપ્યું છે**=સરખું વહેંચી આપ્યું છે.

માર્કેટ, ટ્રામ, ધમાલ, ક્રાફર્ડ, ફૂલ, પક્ષીઓ, પૈડાંને, ઘીચ, સગવડ, વીજળી.

## પાઠ ૨૪ મો.

**દયા**=રહેમ; મહેરબાની.
**ઇસ્પિતાલ**=દવાખાનું.
**મફત**=વગર પૈસે.
**માવજત**=ચાકરી; બરદાસ.
**દર્દી**=રોગી.
**લાભ લે છે**=ફાયદો મેળવે છે.
**ઈજા**=નુકસાન.
**સાજી**=સારી.
**સારૂં બોલતી**=વખાણ કરતી.
**ખાતર**=માટે.
**દાઝ જાણવી**=દયા રાખવી.
**પાંજરાપોળ**=અશકત જનાવરોને રાખવાનું ઠેકાણું.
**જૈન લોક**=શ્રાવક લોક.
**નિભાવે છે**=ખરચ પુરો પાડે છે.
**લંગડો**=પગે ખોડવાળો.
**ગોઠવણ**=બંદોબસ્ત.

**સાર**—સારૂ કરે તેનું સારૂંજ બોલાય. સુખીએ દુઃખીની દાઝ જાણવી જોઇએ.

ઇસ્પિતાલ, દર્દીઓ, છુંદાઈ, દાકતર, દયાળુ, હરિલાલ, ભિખારીઓ, દાઝ, નિભાવે છે, દુઃખી, ગોઠવણ.

## પાઠ ૨૫ મો.

**સોબત**=સંગત; દોસ્તી.
**કુળીઉં**=શેરી.
**ચિઢાય**=ખીજવાય.
**લખોટા**=મંજા.
**સોબતીઓ**=મિત્રો.
**દૂર**=આઘા.
**અદેખો**=કોઈનું સારૂં ન ખમાય એવો.
**અદેખાઈ**=કોઈનું સારૂં જોઇ મનમાં બળવું તે.
**બિલકુલ**=લગાર; જરા.

**સાર**—સોબત તેવી અસર.

**સવાલ**—છગન ને ચંપકમાં કઇ કઇ ખરાબ ટેવો હતી? હરિલાલમાં કઇ કઇ સારી ટેવો હતી?

મુકુંદ, ચંપક, ચિઢાય, શબ્દ, દૂર, જૂઠું, અદેખાઈ, બિલકુલ.

## પાઠ ૨૬ મો.

**વનમાં**=જંગલમાં.
**પુષ્કળ**=ઘણો.
**ખરો**=ખરેખર.
**કોથી**=કોઇથી.
**હોંસ**=ઉમંગ.
**નાદાન**=સમજ વગરના.
**ક્રૂર**=દયા વગરનો.
**સિંહલા**=અલ્યા ખરાબ સિંહ.

**સમજુતી**—સિંહ કહે, ઓહો! મને વનમાં ફરવાની કેવી મઝા છે! મને પશુ ખાવાનો ઘણો આનંદ છે. (૧)

સુખથી સદા મ્હાલું છું, હું સદા આનંદ કરવાનો. હું બધાથી ખરેખર મોટો છું, તેથી કોઇથી જરા પણ બીતો નથી. (૨)

માણસ કહે અલ્યા સમજ વગરના ડાહ્યલા સિંહ મારવાની જે હોંસ તને છે, તે હોંસ હે! દયા વગરના સિંહ હલકામાં હલકી છે. (૩)

**સાર**—મારવામાં નીચતા છે.

સિંહ, પુષ્કળ, પશુ, ડાહ્યલા, ક્રૂર.

## પાઠ ૨૭ મો.

**કૃષ્ણ**=દ્વારિકાના રાજા અને હિંદુ લોકો ઇશ્વરનો અવતાર માને છે.
**વડા**=મુખ્ય; આગેવાન.
**સોબત**=દોસ્તી.
**પોરબંદર**=સુદામાપુરી; સુદામાપુરી નામ સુદામા પરથી પડયું છે.
**દુબળા**=કમજોર.
**ઘરનું પૂરું કરતી**=કુટુંબનું ગુજરાન ચલાવતી.
**દોસ્ત**=ભાઇબંધ.
**ટળે**=મટે; જતું રહે.
**કાલાવાલા**=આજીજી.
**છેવટે**=આખરે.
**મશ્કરી**=મજાક; ટોળ.
**આસપાસ વિંટાઇ વળ્યાં**=ચારે બાજુથી ઘેરી લીધા.
**હરખથી**=ખુશીથી; આનંદથી.
**ભેટયા**=બાઝયા.
**ભાભી**=ભાઇની વહુ
**ભેટ**=ખૂશ થઇને આપવું તે.
**મદદ આપી**=આશરો આપ્યો
**દિલગીર**=નાખુશ; નારાજ.
**દિલગીરી**=અફસોસ; શોક.
**કૃપા**=રહેમ; કૃપા.

**સાર**—પૈસાદાર મિત્રે ગરીબ મિત્રને તે ન જાણે એમ છુપી મદદ કરવી.

**બોધ**—માગવું ને મરવું બરાબર છે.

**કૃષ્ણ, દોસ્ત, દ્વારિકા, પૂરું, ખૂટયું, ભૂખે, ટળવળ્યાં, ફાટાં, મશ્કરી, તાળીઓ, વિંટાઇ, વળ્યાં, પહોંચ્યા, ભેટ, ખૂંચવી, લીધી, પોટલી, ગરીબાઇ, મદદ, દિલગીર, દિલગીરી, ઝૂંપડી, બૈરી, સ્ત્રી.**

## પાઠ ૨૮ મો.

ડંખ=ચટકો.
જબરો=ઘણું દુઃખ કરે એવો.
અગન=બળતરા.
બળતરા=લાય.
વેદના=દુઃખ.
વેઠી હોય=ખમી હોય.
ટકે છે=વેદના રહે છે.
અણુસમજુ=ઓછી સમજવાળા.
કમી થાય=ઓછું થાય.
મંત્ર=ગુપ્ત વાક્ય.
ભેજ=ભિનાશ.
ગંદવાડ=ગંદકી.
જવલ્લે=ભાગ્યે: કોઇ વખત.

**સવાલ**—કોણ કોણ ડંખ મારે છે? વીંછી ચડ્યો એમ ક્યારે કહે છે? ડંખનું ઝેર ચડતું અટકાવવાને માટે શું ઉપાય કરશો? વીંછીના ડંખની અસર કેટલો વખત રહે છે? વીંછી કેવી જગામાં પાકે છે? વીંછી જલદી ક્યાં પાકે છે?

**વીંછી, ડંખ, બળતરા, ઊંચે, ચીથરું, મંત્ર, ગંદવાડ, જવલ્લે.**

## પાઠ ૨૯ મો.

વાઘ=ચટાપટાવાળું ફાડી ખાનારું જનાવર.
બિહામણાં બીક લાગે એવાં.
ઘીચ જંગલમાં=જેમાં ઝાડો પાસે પાસે હોય એવા જંગલમાં.
મજબૂત=જોરાવર.
પંજો=પાંચ આંગળાનો ભાગ.
તીણા=અણીદાર.
માફક=પેઠે.
સુસ્તી=આળસ.
ઉમદા=દેખાવડું.
ભભકાદાર=શોભિતો.
થથરાવી=ધ્રુજાવી.
કદાવર=કદમાં મોટું.
શિકાર=જનાવરને મારવું તે.

**શોખ**=ઇચ્છા.
**સાવચેતી**=ખબરદારી; હોશિ-
યારી.
**રહેઠાણ**=ગુફા.
**ઠાર મારવું**=મારી નાખવું.
**જીવ ખોય છે**=મરણ પામે છે.
**જવલ્લે**=કદાચ.

**સવાલ**—વાઘ અને સિંહને પાસે આવતા અટકાવવા માટે શું કરશો?

સિંહ, પ્રાણીઓ, બિહામણાં, ધીચ, મજબૂત, સુસ્તીમાં, થથરાવી, કદાવર, વસ્તી, શિકાર, સાવચેતી, જવલ્લે.

## પાઠ ૩૦ મો.

**માન**=આબરૂ.
**ડીલને આરામ મળે**=મન સંતોષ પામે.
**તુચ્છ**=હલકું.
**મિત્ર**=દોસ્ત.

**સમજુતી**—મનને સંતોષ થાય તોપણ મન જોઇએ તેવું ખુશ થતું નથી. ખૂબ પૈસા મળે તોપણ મન જોઇએ તેવું ખુશ થતું નથી મોજ અને શોખ મળે તોપણ મન જોઇએ તેવું ખુશ થતું નથી. બહુ આબરૂ મળે તોપણ મન જોઇએ તેવું ખુશ થતું નથી (૧)

બહુ સારા મિત્રોથી પણ મન જોઇએ તેવું ખુશ થતું નથી. સગાંમાં સંપ હોય તોપણ મન જોઇએ તેવું ખુશ થતું નથી. જેણે જે વસ્તુમાં સુખ માન્યું તેને તેજ વસ્તુ મળે તોજ મન જોઇએ તેવું ખુશ થાય છે, તેને મન બીજું બધું સુખ હલકું છે.

ડીલને, મિત્ર, તુચ્છ.

## પાઠ ૩૧ મો.

**રામચંદ્રજી**=દશરથ રાજાના પુત્ર.
**જનોઇ**=ઉપવીત.
**દશરથ**=અયોધ્યાના સૂર્યવંશી રાજા
**બાણ**=તીર.
**રાક્ષસો**=દૈત્યો.
**ધનુષ**=કામઠું.
**સીતા**=જનક રાજાની પુત્રી; જાનકી.

**સવાલ**—દશરથ રાજાને કેટલા પુત્રો હતા ને તે કયા કયા ? રાક્ષસોને રામે શા માટે માર્યા ?

રામચંદ્ર, લક્ષ્મણ, શત્રુઘ્ન, ગુરુ, વસિષ્ઠ, શિખવ્યું, વિશ્વામિત્ર, ઋષિ, રાક્ષસો. ધનુષ.

## પાઠ ૩૨ મો.

**ધામધુમ**=ભપકો ઠાઠમાઠ.
**ખબર**-જાણ.
**દાસી**=ચાકરડી.
**કાન ભંભેર્યા**=ખોટું ખોટું સમજાવ્યું.
**ઉશ્કેર્યા**=ચઢાવ્યા.
**બેભાન**=ભાન વગરના.
**ભાન આવ્યું**=શુદ્ધિ આવી.
**હઠ**=જીદ
**આજ્ઞા**=હુકમ
**શોક**=દિલગીરી.
**દિલગીર** નાખુશ.
**શોધ્યાં**=ખોળ્યા.
**પત્તો ખાધો નહિ**=ખબર પડી નહિ.
**ચાલાકીથી**=હોશિયારીથી.
**રાવણ**=લંકાનો રાજા
**લગાર**=જરાપણ
**દુભવતા**=નારાજ કરતા.
**ઓચ્છવ**=આનંદ

**સવાલ**—રામચંદ્રજીને વનવાસ શા માટે જવું પડ્યું ?

ધામધૂમ, કૈકેયી, ઉશ્કેર્યાં, ભંભેર્યાં, શોક આજ્ઞા, લક્ષ્મણ, દિલગીર, શોધ્યાં, પત્તો, જન્મ્યા, ઓચ્છવ.

## પાઠ ૩૩ મો.

| | |
|---|---|
| **પાંડવો**=પાંડુ રાજાના પુત્રો. | **વીંધે**=છેદે. |
| **કૌરવો**=ધૃતરાષ્ટ્રના પુત્રો. | **તાકવા**=તાકીને મારવા. |
| **કપટી**=દગાબાજ. | **જુગતી**=તદબીર કળા. |
| **દ્રોપદી**=દ્રુપદ રાજાની પુત્રી. | **જુગટું**=જુગાર. |
| **રાજકુમાર**=રાજાના પુત્ર. | **લલચાવ્યા**=લાલચ આપી. |
| **નિશાન**=એધાની. | |

**સવાલ**—પાંડવો કોના પુત્ર? પાંડવોના નામ લખો. કૌરવો કોના પુત્ર? કૌરવોમાં સૌથી મોટો કોણ હતો? દ્રોપદી અર્જુનને શા માટે વરી? દ્રોપદી પાંચ પાંડવોની સ્ત્રી શા કારણ થઇ? પાંડવોની માનું નામ શું? પાંડવોને વનવાસમાં કેમ જવું પડ્યું? પાંડવ કૌરવની લડાઇમાં કોણ હાર્યું?

**બોધ**—જુગાર રમવો નહિ. દુનિયામાં સત્યનોજ જય છે, અને પાપનો પરાજય છે.

વંશમાં, વ્યાસ, ધૃતરાષ્ટ્ર, પાંડુ, દુર્યોધન, કૌરવો, યુધિષ્ઠિર, અર્જુન, નકુલ, હોશિયાર, વીંધ્યું, દ્રૌપદી

# સમાપ્ત.

